# વફાદારીની ખુબી.

એક નોકરે દેખાડેલી વફા
દારીનો આબેહુબ
ચિતાર.



છપાવનાર

છોટાલાલ ભાવનગરી.

સને ૧૮૮૭

મુંબઈ.

" પારસી પ્રીન્ટીંગ " પ્રેસ

કીંમત ૩ પઈ

# વફાદારીની ખુબી.

---

**દુહો.**

માનવ સહુ જોરો તમો,
આ છે વાત વિચિત્ર;
સ્નેહીના શંકટ સમે,
માથું આપે તે મિત્ર

ગુજરાતનો નામાંકીત રાજા સિદ્ધરાજ જયસિંહ એક સમયે દરબાર ભરીને બેઠો હતો, તેવામાં ત્યાં રામસિંહ નામનો એક રજપુત આવી ચડયો; જે દખાવે સૂરો અને ખુબસુરત હતો. તેણે આવીને રાજાને પ્રણામ કર્યાં, અને કહ્યું કે નામદાર રાજા, હું વખાનો

માર્યો રજપુત તમારૂં રાજ્ય ઘણું આબાદી ભરેલું અને આપની કીર્તિ ઘણી સાંભળીને આપ નામદારના આશ્રય તળે મારૂં અને મારા કુટુંબનું ગુજરાન ચલાવવાની આપેક્ષાથી અહીંઆ આવેલો છું. તો આપ મારી ઇચ્છા પરીપુર્ણ કરશો. હુ આપની ઘણી નીમકહલાલીથી નોકરી બજાવીશ. સિદ્ધરાજે તેની વાત કબુલ કરી તેને પોતાની હજુરીની નોકરી સોંપી. એક સમયે મધ્ય રાત્રે રાજા પોતાના શયન ગૃહમાં સુતેલો છે, અને રામસીંહ તેની ચોકી કરેછે, તેવામાં એકા એક કેટલીએક સ્ત્રીઓનો ગાવાનો અવાજ તેને કાન પડ્યો, તેમાં વધારે અજાએ- બ જેવું એ સાંભળવામાં આવ્યું કે, કોઇ

ત્રી ઘણાજ ઘાટા સ્વરથી રડતી હતી. તે સાંભળી તેણે રામસિંહને બોલાવ્યો જે તેની પાસે આવ્યો અને કહ્યું 'મહારાજ, શુ હુકમ છે,' જે ફરમાસ હોય તે બજાવવાને ચાકર તૈયાર છે. ત્યારે સિદ્ધરાજે તેને વાત કરી કહ્યું કે બારી તરફ કાન દઇ અને સાંભળ કે 'એ અવાજ કોનોછે, અને મને ખબર લાવી આપ કે એ કોણ છે, અને શા માટે રડેછે, તથા ગાય છે, રામસિંહે લાગલોજ હથીઆર સહીત મહેલ બહાર કાંઇ પણ ભય વગર ચાલવા માંડયું અને તેની પાછળ સિદ્ધરાજ પણ છુપે વેષે પોતાના નવા ચાકરની વફાદારી તથા બહાદુરીની તપાસ કરવાને નાં કળ્યો. પ્રથમ રામસીંહ એક બાજુએ જય

ઓ મોટે અવાજે રડતી હતી, તેની પાસે ગયો. રામસીંહે એકદમ હીંમતથી તેને પુછ્યું કે, બાઈ તું કોણ છો અને આવી મધ્ય રાત્રીએ શાને વાસ્તે રૂદન કરેછે, ત્યારે તે બાઈ બોલી 'બાપ' હુ સિદ્ધરાજ જય સિંહની લક્ષમી છું અને આવતી કાળે તેનો કાળ થવાનો છે, તો તેની પાછલ મને કોણ સંભાળશે તથા મારો ધણી કોણ થશે તે વિચારમાં આ વખતે હું રૂદન કરૂં છું. આ વાત સાંભળીને રામસીંહના પેટમાં તો ફાળ ઉડી કે, રાજાનો કાળ તો પાસે આવ્યો, પણ અરે ઇશ્વર મારો શું ઉપાય પણ જાઉં તો ખરો કે પેલી બાઈઓ જે આવે ગાયછે. તે કોણછે એવો વિચાર કરી પેલી બાઈઓ પાસે ગયો, અને જુએ છે, તો

કેટલીક બાઇઓ રાસડા લેતી હતી અને તે થી ઘણો આનંદ પામતી હતી. ત્યાં જઇ સુરા રામસિંહે પુછયું, બાઇઓ તમે કોણછો અત્યારે શું કરવા આવી ધામધુમ માંડીછે, પેહેલાં તો તે બાઇએ તેના પુછવા ઉપર મુદલ ધ્યાન આપ્યુ નહીં, પણ જયારે રામસીંહે બીજી વખત મોટેથી બુમ બુમ મારીને કહ્યું, ત્યારે તેઓએ જવાબ દીધો કે અમે તો મશાણની જોગણીઓ છીએ. તેણે કહ્યું એતો ઠીક પણ આ ધમચકડ શું કરવા માંડી છે, ત્યારે તેઓએ કહ્યું કાલે અમને ઘણા જ શુરા અને બલવાન પુરૂષનો ભોગ મલવાનો છે, તેની ઉમેદમાં આ ખુશાલી અમને ઉતપન થઇછે. રામસિંહે પુછયું પણ તે કોણ

મહાન પુરૂષ તે કોણ છે, તેનું જરા નાંમ તો કહેશો ! તેણે કહ્યું હા, તે તો આ દેશનો રાજા સીધરાજ જયસિંહ તેનો કાળ એટલે મરણ આવતી કાલે થશે. આ સાંભળી રામ સિંહ વળી વિચારમાં પડયો અને કાંઇપણ તેને બચાવવાની યુક્તીની શોધ માટે પોતાના મન સાથે ગોઠવણ કરવા માંડયો, પણ કાંઇ ઉપાય તેને સુજયો નહીં. તેણે તરતજ પેલી બાઇઓને પુછયું કે બાઇઓ કોઇપણ રીતે એ મહાન પુરૂષ, જેણે ઘણા ઉમદા કામ કર્યાછે, તેનો જીવ થોડા વર્ષ સુધી બચે એમ છે ? તે બાઇઓએ જવાબ દીધો, હા હજી એક રસ્તો છે, તે એજે એને બદલે કોઇ સરો પોતાનો પ્રાણ તજવાને તૈયાર હોયતોજ તે બ

ચે. તેણે કહ્યું હું આ સાંભળીને ઘણોજ ખુ
શી થયો, અને હું ઘણીજ ખુશીથી મારો જી
વ તમને ભક્ષ કરવા સારૂ આપવાને કબુલ
કરૂં છું. તે બાઈઓએ કહ્યું કે ઠીક છે, પણ
ચાસ હવે તારા જીવનો અંત આવ્યો તૈયાર
થા હવે હમણા બધી જાણીઓ મળી તારા શરી
રને વેહચી લઈએ છીએ રામસિંહે કહ્યુ નહીં,
ઉભા રહો જરા ધીરજ રાખો, એક વાત ક
રતાં હું ચુક્યો મને મારા બઈરા છોકરાને ફ
કત મળવાની રજા આપો, અને તેઓને મ
ળી હું તમારી પાસે આવુ છું, પછી સુખેથી
તમે મારો ભોગ લ્યો, અને સંતોષ પામી
ઈંદ્રરાજ જયસિંહ જેવા પ્રતાપીરાજાનો જીવ
ઉગારો. એમ કહીને પોતાના ઘર તરફ ચાલ

વા લાગ્યો, અને રાજા જે અત્યાર સુધી તે સર
વે ચરચા જોતો હતો તે તેની પછવાડે છુપે વે
ષે ગયો અને તે પોતાના બાઇડી છોકરાને હે તશું
કહેવા ઇચ્છે છે ને તેનો વીચાર કરવા લાગ્યો
ઘેર ગયો, કે તરતજ તેની બાઇરી તથા છોક
રો, અજાએબીમાં પડીને તેને પુછવા લાગ્યા,
કે તમે અત્યારે મધ્ય રાત્રીએ કોઇ દીવસ ન
હીં ને આજ આવ્યા માટે કાંઇ પણ નવા જુ
ની હોવી જોઇએ. ત્યારે તેણે કહ્યું હા એમ
જછે, અને તે એછેજે. મને લક્ષમી તથા મસા
ણની જોગણીઓ તરફથી એવી ખબર થઇ છે
કે કાલે આપણા રાજાનો કાળ થશે. ત્યારે મેં
તેઓને પુછ્યુ, કે તેને બચાવવાનો કાંઇ ઉ
પાય ? ત્યારે તેઓએ જવાબ દીધો કે, જો તમો

રો જીવ આપો તો, તેનો જીવ બચે. મેં તે કબુલ કર્યું, અને તમને મળવાની રજા લઈ અહીં આવ્યો છું, અને આમારી છેલી ભેટ છે. માટે મારા બહાદુર છોકરા હવે પછી તારી માને તથા કુટુંબને સંભાળજે, અને તારા. બાપની આબરૂને બટો લગાડે નહીં

છોકરો કહે નહીં, મારા વહાલા બાપા, તમે મરો અને હું જીવું એતો ફોકટ, માટે ચાલો હું પણ તે જોગણીઓ પાસે આવું અને મારો ભક્ષ કરવાને તેઓને મોટી ખુશીથી રજા આપું. તેઓ મારો ભક્ષ કરશે, અને તૃપ્ત થશે એમ કહી બાપની સાથે ચાલવા માંડયો, મા તેની પછવાડે ગઈ એવી રીતે ત્રણે જણા માબાપ અને છોકરો તે

જોગણીઓની પાસે આવી લાગ્યા અને છોક રાએ પોતાનો જીવ બાપને બચાવવા ખાતર જોગણીઓને આપ્યો. તે જોતાંજ મા જીભ કરડી મરણ પામી.

આ જોઇ સુરા રામસિંહે વિચાર કીધો કે, મારો એકનો એક પુત્ર તથા બઇરી મરણ પામ્યા, હવે મારે જીવવું વૃથા છે એમ વિચારી તરવાર કાઢી પોતાના ગળાનાં મારી આપઘાત કર્યો, આ બનાવ રાજા જોતો હતો અને જેવું રામસિંહનું મરણ થયું તેટલે તરતજ તે પણ ખંજર કાઢી દેવીનું સ્મરણ કરી મરવા જાય છે, ત્યાં દેવીએ દરશન દીધાં, અને નીચે પ્રમાણે કહ્યું. ' અરે મુર્ખ જીવને માટે ત્રણ જણા મુઆ તે જીવ આ

વાને તું તૈયાર થયોછે, તે અફસોસ ભરેલું છે. પછી સીધરાજે તે દેવીને કહ્યું કે મારે જી ગમે તેમ પણ આ ત્રણ બીચારાં વગર અપરાધે મારે માટે મરણ પામ્યા, તો હવે મરો જીવીને શું કરવું છે. અને વળી કોઇ વાત કરેકે, સીધરાજને માટે તે ત્રણ જણાના જીવ ગયા તો તે મારે કરવું નથી. આ મારો હઠ

મુકનાર નથી, અને મારો દેહ ત્યાગ કર્યા શિવાય છુટકો નથી. દેવીએ કહ્યું કે ના, એમ નહીં કર અને હું આ વખતે તારા ઉપર પ્રસંન છું, માટે જા, હું આ ત્રણ જણને જીવતાં કરૂં છું એમ કહી તે ત્રણ જણા ઉપર અમૃતજળ છાટયું., તેવાજ તેઓ આળસ મરડી ઉભા થયા, આ બનાવ જોઇ રાજા

અજાએબ થયો. રામસીંહ પોતાની આસપાસ જોવા મંડી ગયો, અને તેને તો અ દખાવ એક સ્વપન જેવો થઇ પડયો. રાજા મહેલમાં જઇ સુઇ રહ્યો, અને રામસિંહ પોતાના છોકરા તથા બઇરી સાથે પોતાને ઘેર ગયો અને તેઓને ત્યાં સહી સલામત મુકી, પાછો દરબારમાં ગયો આ ઉપલો બનાવ એક રાતમાં બ સવાર પડતાં, તે કચેરીમાં ગયો, અને રાજાને સલામ કરી બેઠો, તેવોજ રાજાએ પાસે બોલાવીને કહ્યું કે, રાતનો જવાબ હજી મને મળયો નહીં, ત્યારે રામસિંહે જવાબ દીધો કે રાતના એક ડોસીનો છોકરો મરવાથી તે રોતી હતી, અને બીજી તરફ વીવા હતા, તેથી સ્ત્રીઓ આનંદમાં ગીત ગાતી હતી. શું

જાએ કહ્યું શાબાશ મારા શુરા સામત, તારા જેવા સામત અમારી દરબારમાં હમેશા સુધી હ જો. અને નીચે પ્રમાણે રાજાએ પોતાની કચેરીમાં ભાષણ કર્યું. મારા શુરા સામતો આજ દીવસ લગી આના જેવા હીમતવાન તથા નીમકહલાલ નોકર હજી સુધી મેં જોયો નથી

હું ધારૂં છું કે, હવે પછી આવો નોકર મળવાનો નથી, આ ઉપરથી ખુશી થઇ હું તારા છોકરાને મારા લશ્કરની સરદારી આપું છું, અને તમને મારા મુખ્ય મત્રીની જગ્યા આપુ છુ. બાપ બઠા જે આપણો બાગબગીચા છે ત્યાં તમારે રહેવું અને તે આજથી તમારે પોતાનો સમજવો.

**સાર**—વાંચનારે આ ટુંકા પણ રસી ક વારતા ઉપરથી સાર એટલોજ લેવાનો છે કે એક મીત્ર જેવા નોકરે પોતાના ધણી તરફ કેવી વફાદારી બતાવી છે, અને તેનો બદલો રાજાએ કેવીરીતે વાલ્યો છે? શું આજના જમાનાંમાં શેઠીઆ એ, પોતાના એવાજ વીસ્વાસુ નોકરોની કદર ન બુઝવી ? કે તેવા કદર બુઝનારા શેઠીઆઓએ તરફ નોકરોએ પોતા વફાદારી ન બતાવવી ? આ સવાલના જવાબ માં એટલુંજ ઉપર જણાવેલી રીત મુજબ વ ર્તનારા શેઠીઆ તથા નોકરો થોડાજ છે.

**( સમાપ્ત. )**

# જાહેર ખબર.

---

## રમુજી વારતાની ચોપડીઓ નિચે લખેલ ઠેકાણે મળશે.

કાળીદાસ ભોજરાજાનો સંવાદ ભા ૧લો ૦—૮—[illegible]
બે [illegible]દીઆ ભાટની વાત... ... ૦—૬—૦
[illegible]ા દુઃખ નિવેદન... ... ... ૦—૬—૦
બાદશાહ અકબર અને દીવાન બીરબલની વાર્તા
એ ભાગ બે દરેક... ... ... ૦—૪—૦
ચતુર નાર ... ... ... ... ૦—૧—૦
આનંદીબાઈ જોશી ... ... ... ૦—૦—૬
માબાપનો ખોટો લાડ... ... ... ૦—૦—૬
ગીઝની શહેરનો કાજી... ... ... ૦—૦—૩
રાજ કન્યાની વાત ... ... ... ૦—૦—૩